૪૫૬૫

શ્રી

# કેદારઇશ્વર મહાદેવની

રશીક

## ગરબાવલી.

બનાવનાર કસ્બે બારડોલી તા. મચકુર

ના.

વ્યાશ ઘેલાભાઈ વી. હરીકૃષ્ણ.




अमदावादमां

ધીનેકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

ઘેલાભાઈ નરસિંહદાસે છાપી.

સંવત ૧૯૪૬. સન ૧૮૯૦.

કીમત ૦—૧—૦

श्री

# केदारइश्वर माहादेवनो

रशीक

# गरबावली.



## ગરબી.

છોગાળા રણછોડરે, મારૂં મન મોહ્યું. એ રાગ.

શીવશંકર હર કેદારં રે, જોવા મન મારૂં.
કરો કૃપા દેવ દયાળ રે, ઘડીએ ના વીસારૂં;
ગંગારે ધારી, શીવ પંચાનન;
હરે જય શંભુ કરૂણા નીધાનરે. જોવા૦ ૧
ભસ્મ ધારી શીવ ગંગા બીરાજે;
લેલાટે ચંદ્રમા છાજેરે. જોવા૦ ૨
અંગ ભભુત, ગળે રૂંઢમાળા;
ઓઢે મૃગચર્મની છાલારે. જોવા૦ ૩
અર્ધાંગે શીવ ઉમીયા રે નારી;
શશી શીતલ ભુજંગકારીરે. જોવા૦ ૪
ચીતા રે ભસ્મ અંગેરે શોહે;
દેખી કર ચરણ મન મોહે રે. જોવા૦ ૫
ત્રીશુળધારી સ્મશાનના વાશી;

જય જય શ્રી અવીનાશી રે. જોવા૦ ૬

પારવતી વલભ દીન દયાલા;

હર હર હર શીવ કૃપાલરે. જોવા૦ ૭

કરો કૃપા શીવ દાસ ઉપરે;

જેથી મુર્તી દીલ નીશ ધરે રે. જોવા૦ ૮

આ ગરબો હીતે નરનારી ગાશે;

નીશ્ચે નામ સહસ્ત્ર ફળ થાશે રે. જોવા૦ ૯

## ગરબો.

મહા કોપ થયો તે કલીકાળમાં જો. એ રાગ.

ગુરૂ ગવરી નંદ ગનરાયને જો,

નમુ સંભુ સુત, શદ પાયને જો. ગુરૂ. ૧

પુરો પુર્ણ મનોરથ પ્રેમથી જો,

માતા શારદા રહો સદારે મથી જો. ગુરૂ. ૨

ઇચ્છુ કરવા હુ ધ્યાન કેદારનાથનુ જો,

ચાહુ ધ્યાન તે શકળ મૈયા શાથનું જો; ગુરૂ. ૩

સુંણો સ્નેહી બદ્રવાશી આપને જો,

કહુ ભાવે ભજવા તે કેદારનાથને જો. ગુરૂ. ૪

શાણા સ્નેહી કથાને પુર્વ ભાગની જો;

સુણો પ્રીતે પાવન કેદારનાથની જો. ગુરૂ. ૫

## ગરબી.

## શીવ.

## જગાનું વર્ણન.

રાગ બરાનપુરી.

સુરત શેહેરની તો માય, કસ્બે બારડોલી કહેવાય;

લોકો શંકરને ચાય, અતી પ્રેમ કરી,
કે સુણ કસ્બા નજીક ગામ, જેનુ ખલી કેહીએ નામ.
ત્યાં કરોછો મુકામ, ઊંચા નાથ હરી;
જ્યહાં જંગલ આવ્યું ઘોર, બોલે મધુરા તો ચોર;
કરે કોયલડી કોલોર, શીવ નામ ભણી.
સુણી શેર કેરો નાદ, મુકે મસ્તાના ઊનમાદ;
ગર્વે વ્યાલ કરે શાદ, હીમત દેવતણી.
વૃક્ષલતા જુલા ખાય, ઊમાશંકર ચળવા જાય;
અંગે ઊમંગ ન માય, રહ્યા જટા પશરી.
જોઇ જગા એવી ગુંઠ, વસ્યા ત્યાં વ્રશ ભારૂઠ,
આશન વ્યાલુ અતી ગુઢ શીવગંગા ધરી;

## સાખી.

ગંગા ધરી માણ દેવજ, ભાલે ચારે પાર;
ચંપા ચંબેલી મોગરા, આપે શીવ શુવાસ.
અનીહારે અનીહા, આપે શંકરનો સુવાશ, વ્યાલ વીછીઓનેત્રાશ
દુષ્ટ જનને અમાપ, જેની ગણના નથી;
રૂડા બીલવી કેરા ઝાડ, દીશે ઊંચા શીધા તાડ;
નજીક મંદાનો કરાડ, શું કહુ શોભા કથી.
જંગલી મેવા કેરી જાલ, જેમા કચદી છે વીશાલ;
ચીની બોર રશાલ, મીઠાં ખાંડ થકી.
વડ પીપળ છે ગુંજાર, લીંબ છાયા ઠંડી ગરર;
રચી રચના અપાર, જેમાં ખામી નથી;
ટુક કહ્યો વનશાર, જેનો બવ લાધે પાર.
ખાયે કવી જન હાર, એવી શીવ લીલા;

## સાખી.

એવી લીલા શીવનાથની, કહેતા ન આવે પાર;
હવે વર્ણન કહુ ત્રટ તણું, છે અલ્પ બુદ્ધી દાશ.
અનીહારે અનીહા, છે અલ્પ બુદ્ધીદાશ, કર્યો મંદા કાંઠે વાશ;
શીવશંકર અવીનાશ, કૈલાશ પતી.
( મંદા ) કોની મીઠોલાનો વીસ્તાર.
ગીરધારીરે વાત કહુછુ વીસ્તારો, મુને મોહન આંખ ન.
સુણ મીત્રરે મંદા મંદ કીનારો, જોઈ દીલમાં આપ વીચારો;
જેને તીરરે પક્ષી નાદ હજારો, મુખે નામ શીવના પોકારો.
સર્વાકારરે નીરચલ નીર વેહેતાં, જન જળચર આશીશ દેતાં;

## સાખી.

જન જળચર આશીશ દેતારે,
નીર નર વ્રછ સૌ પીતારે;
નથી પલ જળ રાજથી બીતારે.
નથી બીતારે જલચર જન હજારો, જોઈ દીલમાં.
નદી કાંઠેરે કેદારનો વીશ્રામ, છે વળી પવીત્ર શ્મશાન;
તીરે વ્રક્ષોરે દીશે બહુ હલતા, જાણે ગરાને જુબન કરતા.
પ્રાતઃકાળેરે, મીત્ર ગયો હું નાવા, જોઇ કીર્ણ જલચલકારા,
થયો વીભ્રમરે ગયો ભવ ભુલી, રહ્યા કમળ જળમાં ફુલીરે.

## સાખી.

રહ્યા કમળ જળમાં ફુલીરે,
ખીલ્યો અર્ક પશારી મુલીરે;
વ્રક્ષ લતાઓ રહીછે ઝુલીરે.

ઝુલી રહીછેરે વ્રક્ષલતા અપારો, જોઈ દીલમાં આપણુ;
ગણુગણુતોરે નાદ નીરમાં થાયે, મળવા ઉમંગે સ્વામીને જાય.
વળી જોઇરે નળમાં જળવેલી, રહ્યા ગોગમ મીનો ઠેલી;
પ્રભુ જોઇરે, આવી નીર વનશેલી, છો નીરંતર જગતના બેલી;

**સાખી.**

છો શીવ જગતના બેલીરે,
જોઇ વીસ્મય થયો પ્રભુ શેલીરે;
નથી આપ વના કોઈ બેલીરે,
નથી બેલીરે, નીશ્ચે જગજન મારો; જોઈ દીલમાં.
કરી સ્નાનરે મીત્ર હુ ચાલ્યો વાટે, જળ લોટો ભરી લીધો હાથે.
મીત્ર મારારે ચોગમ હું તો નીહાળું, કાંછે શંકર દેવળ મુખ ભાળુ;
એમ રવડીરે. ઘર પાછો હું આવ્યો, નવ લાધ્યો શીવને પાયો.

**સાખી.**

નવ લાધ્યો શીવને પાયોરે,
દીન આખો વનમાં ગુમાવ્યોરે;
ફરી ફરી હુતો ઘર આવ્યોરે,
ઘર આવ્યોરે ઘેલો દાશ તમારો, જોઇ દીલમાં આપ,
એવી રીતે ઘોર જંગલમાં ભમી ભમી પાછો આવ્યો પણ અનાચક.

શીવ સ્થાનની યાદ આવી.

**ગરબી.**

મારારે સ્વામી ભોલોની વાલા. એ રાહ.

આવીરે મીત્ર વાત યાદ અમને,
કહું સુણો વિસ્તારી તમને. આવીરે. ૧

દંત રે કથા પુર્વની કહીએ;
જાણુ જન વીચારી લઇએ, આવીરે. ૨
પુર્વે ગૌ જંગલમાં ચરતી,
વીલીરે વીલી ટોળાથી ફરતી. આવીરે. ૩
હેતેરે સુંણે ખ્યાન નરનારી;
કટે પાપ તેના ભવ ભારી. આવીરે. ૪

## ગરબી.

કહ્યું ઉપર જે જે ખ્યાન; સુણ્યું સર્વે ધરી ધ્યાન;
રાખી શીવ સંગ તાન, એક ચીત્ત કરી.
કેમ પ્રગટયા અવીનાશ, કહું તેનો પ્રકાશ;
રાખી મનમાં ઉલાસ, સુણો પ્રીત કરી.
પ્રથમ કહું હું વિસ્તાર, હતી મુરતી સુંદર સાર;
ચરતી ખલી વનમોઝાર, અંગ આનંદ અતી.
ગૌ ચરતી ચરતી જાય, જાલ કમદી કેરી માય;
પય ધારા તવ થાય, તેની ખબર નથી.
વણીક મોતીલાલની ગાય, ઠપકો ગોવાળીઆનો ખાય;
દુધ કોણ પીતો જાય, મોતી મુખ કહે.
તવ બોલ્યો ગોવાળ વાણી, સાંભળો શેઠ શેઠાણી;
મારી વાત પ્રમાણી, દુધ કો ના લહે.

## સાખી.

નથી કો પીતું દુધ ગાયનું, ને નથી દોતું કોય;
એ પય કાંહાં જાયછે, ને અચરત સરખું હોય.
અનીહાં રે, અની હાં, આતો અચરત સરખી વાત, આજે

જોઉં હું સાક્ષાત, રહું ગાયની સાથ, શેઠ સાચુ લહો.
માટે જાઓ શેઠ ઘેર, કાલે કરશું એની પેર, નથી એમાં
કાંઇ ફેર, સાચી વાત ચહો.
બીજે દીવસ ગૌ છોડી, ગઈ ટોળા મધે દોડી; જાણે જેમ
કાઠી ગોડી, તેમ હીંમત કરી.

## સાખી.

હીંમત ધરી ગૌ ઉતાવળી, ચાલીજ ટોળામાંહ્ય;
ટોળુ હંકાર્યું ઉલટથી, ગોવાળ પુંઠલ ધાય.
અનીહાંરે અની હાં, ગોવાળ પુંઠલ તો ધાય, ગૌ દોડતી વન
જાય, આવી જંગલની માંય, ઠામ પોતા તણે.
હીંમત રાખી મન ગોવાલ, ફરતો લીએ ગૌની ભાળ;
તહાંથી ગઇ ગૌ રસાલ, કમદી જાળ તળે.
પુંઠલ ગયો છે ગોવાળ, છુપ્યો જઇ કચદી જાળ;
જુએ ગૌની ચકચાલ, સ્થીર ચીત્ત કરી.
જાળ મધે ગૌ ગઈ, જટ છુટી શેર થઈ;
દુધ રહ્યું નહીં કંઈ, જોઇ વિસ્મે થયો.
કરે મનમાં વિચાર, ગોવાળ તેણી વાર;
જઇ કહું શેઠ સાર, અથ છતી બની.

## સાખી.

કહું સારૂં સૌ શેઠને, બની જે નૌતમ વાત;
આવ્યો વણીક બારણે, બોલ્યો શેઠજ સાથ.
અની હાંરે અની હાં, બોલ્યો શેઠ સાથે વાત, તમે સાંભલો
મુજ વાત, બહુ ખેલ વીક્ષાત, આપ શ્રવણ કરો.

## ગરબી.

મોહોલે પધારો માહારાજ, મણીધર મોહોલે પધારો;
સુંણો સેઠ હમારી વાત, વાત મુને વીપ્રિત ભાસે;
નીશ્ચે માનો દીલની સાથ, જાતે જોઈ ભ્રાંતીરે જાસે.

### સાખી. ૧

જાતે જોઈ મે નીશ્ચે કર્યું, આપણ ચાલો સાથ;
ગૌપથ ક્યાં જાય છે, તેની ખોજ કરો દીલ સાથ. વાત. ૧

### સાખી. ૨

આ જંગલ મધે એક છે, કમદી જાળ રસાળ;
જાય ગઉ ચરતી તહી, તવ છુટે ઝટ પયધાર. વાત. ૨

### સાખી. ૩

શેઠ સુંણી વીસ્મે થયા, કહે બતાવો ઠામ;
હું જાતે જઈ કરૂં ખાતરી, ત્યારે થાસે મુને આરામ. વાત. ૩

### સાખી. ૪

એમ કહી સેઠ ગોવાળીઓ, આવ્યો ગૈર મુકામ;
રહ્યા છુપી જાળમાં, તવ આવી ગૌ તેણે ઠામ. વાત. ૪

### સાખી. ૫

પોલા કરી ગૌ પાદને, કરવા લાગી પય ધાર;
જોઈ સેઠ વીસ્મે થયો, આતો વીપરીત સરખી વાત. ૫

### સાખી. ૬

વીચાર કરી સેઠ મન વીસે, આવ્યો કમદી બાહાર;
શીવ શીવ પોકાર કરી, દર્સણ આપો દેવ મોરાર. વાત. ૬

## સાખી. ૭

વીતક જોઈ સેઠ ઘર વળ્યા, સાંજે સુતા અવાસ;
સ્વમુ અચાનક થયું સેઠને, હું છઉ કેદાર અવીનાસ વાત. ૭

## સાખી. ૮

જોઈ જગા કાલે જે તમે, તાં ખોદો એકજ હાથ;
દેવલ બાંધો સુંદર અતી, મુર્તી નીકળસે પીઠાકાર. વાત. ૮

## ગરબી. ૭

સખી પડવે તે પંથ પધાર્યારે, મહાવનના તે મારગ. (એ રાગ.)
સતી સુંણો કહુ વાત તમનેરે, કાલે સ્વમુ આવ્યું છે તો અમુનેરે.
સીવસ્થાપન કરવા વનમે, કહો સતી કેમજ કરવું.
સતી સ્વપતું એવું મુંને આવ્યુંરે, પ્રસિદ્ધ કરવા તો શીવે કહાવ્યુંરે;
માટે નવ ચાલે શીશ હલાવ્યું, કહો સતી કેમજ કરવું.

## શેઠાણી કહેછે.

સુણો પ્રાણજીવન તમો મારારે, નવ જુદા વીચાર હમારારે;
નથી પટ તમથી કાંઇ ન્યારા, જીવન જસ લેજો રૂડો.
શીવ સ્થાપન કરવું ઉલાશે રે, જેથી જગમાં અતુલ જસ ગાશે રે,
મનવાંછીત ફળ સઉ થાશે. જીવન જસ લેજો રૂડો.
સતી સાચાં વધાંછો વચન રે, થયો સાંભળી હું મગન રે;
મુને લાગી રહી છે લગન, અહો સતી એમજ કરવું રે.

## ગરબી ૮.

કરી નીચે દીલ વિચાર, શેઠ ચાલ્યા તેણીવાર;
સાથે લીધા દસબાર, બ્રાહ્મણ તેજસ્વી.
સકલ વીધા ગુણ સાર, કરે શેઠ બ્રહ્મ વિચાર,

ચાલ્યા જંગલ મોઝાર, આવ્યા શીવ સ્થાને.
હતી કમદી કેરી જાલ, તોડી નાંખી તતકાલ;
કરતા શીવના પોકાર, તાલી દઈ હારે.
નાચે રાચે જોઇ સ્થાન, ભુલી ગયા ઘર ભાન;
લાગી રહ્યું તીવ્ર તાન, એક તાલ થઈ.
જમીન ખોદી એક હાથ, ત્યારે નીકળ્યા કેદારનાથ;
કરતા જયના તો નાદ, હરખ નવ છુપ્યો.
સ્થાપન કીધું રૂડી પેર, વળ્યા શેઠ બ્રાહ્મણ ઘેર;
કીધું ભોજન જોશભેર, વીધ વીધ તણું.

**સાખી.**

ભોજન કીધાં ભાવતાં, શેઠે દીધાં દાન;
આનંદ થયો અતી મનવશે, થયાં પુર્ણ સૌ કામ.
અનીહાંરે અનીહાં, થયાં પુર્ણ સૌ કામ, મીત્ર મારા આણે ઠામ;
રૂડા બારડોલી ગામ, ના બ્રહ્મ તણા.
કહ્યો પુર્વેનો વીસ્તાર, મીત્ર સાંભળો સહુ સાર;
હવે વર્તમાનનો વિસ્તાર. સુણો પ્રેમ કરી.
એવી રીતે પ્રગટ્યા નાથ, ખુશ થયો સઘળો સાથ;
વીનવે જોડી જોડી હાથ, સાથ સાથે મળી.

**ગરબી ૯.**

ભાઈ માનીલ્યો ઉપકાર, કરતા હરતા કેદાર;
ખુશ થઈ સરકાર, રસ્તો શીધો કરો.
પુર્વે નોતી ગાડાવાટ, જવું પડતું ટોળા સાથ;
એવું જંગલ હતું ગાઢ, તમે નીશ્ચે લહો.
તહાં થઈ સડક સીધી, ઓળ ઝાડની તો લીધી;

એવી કૃપા શીવે કીધી, નવ ખામી રહી.
દુર ગાઉ એ કહેવાય, બારડોલીથી ગણાય;
રસ્તો પુર્વે ફંટઇ જાય, દીશે ધ્વજા ઉડતી.
મંદ મીંઢોલાની માંય, નર નારી પ્રેમે નહાય;
નદી ઉતરી જવાય, શીવ દરશને.
નદી ઉતરી નરનારીઓ, પુર્વે ભાગે પલાય;
ઉમંગ આણી દીલમાં, ગીત શીવનાં ગવાય.
અની હાંરે અની હાં, ગીત શીવનાં તો ગાય, વાટે આવે લીંબ
છાંય, ત્યાં લાગે શીવને પાય, બેઉ કર જોડી.
ત્યાંથી ચાલ્યા ઉલટ આણી, ખાડી મીંઢલી પ્રમાણી;
જેમાં નથી રહેતું પાણી, આઠમાંસ લગી.
આગળ આવ્યો વડ ગંભીર, ગંગા છોડી પેલે તીર;
બોલે નમાવીને શીર, જન માહાદેવ.
હર હર હર માહાદેવ, માગુ હમેશ હું શેવ;
સ્તુતી ઉરમાં મારી સેવ. એમ વીનવે અતી.
એમ કરતાં ઉચ્ચાર, આવ્યા શંકરને દ્વાર;
ફરતી ચરણી વીશાળ, મધે નાથ વસે.
મુકી વરણી ફેર દ્વાર, આગળ વડ છે ગુલજાર;
પાસે બજરંગનું દરબાર, શું શોભા કહું.
તહાંથી કદમ દશ બાર, દુર શંકરનું,
થાય ઘટાનો નાદ, ગણુ ગણુતો;
ગોખ મધે ગવરી તંન; મધે નંદીનું વાહન,
થાયે પ્રથમ પુજન, શીવ સુત તણું;

## સાખી.

પ્રથમ પુજન શીવ સુતનું, થાએ બારેજ માસ;
બંબ ભોળા હર નામની, ઊડે ગટા અવીનાશ.
અનીહારે ઊડે ગટા ગનઘોર, થાએ પુજનનો શોર;
આવે દેવલમાં ગોર, જાણે કૈલાશપુરી;
પુજા ગનની પુરી થઈ, ત્યાંથી ભોંયરામાં જઈ.
જુવો બીલવી છવાઇ, રહી શીવ ઉપર;
ખોલી જુઓ શીવ કેદાર, નજરે બાશે પીઠાકાર, નથી
માખી તેણે ઠાર, એક નજંર ચડી,
બામી વણ પુજા થાય, નોબત ગગડે દેરાં માય.
નૈવેદ વીધ વીધના ધરાય, જેની ગણના નથી,
આરતી પુસ્પાંજલીનો શોર, વેદા ધ્યાની કરે પોકાર,
બળે કપુર અપાર, ધ્રુવ શુગંધ ભર્યો;
પુજા હમેશ એવી થાય, અધીક શાવણમાં કહેવાય,
ચડતી બીલી ન ગણાય, ગણના જેની,

## સાખી.

બીલી ન ગણાય ચડતીશીવને, વળી શાંભળો પ્રેમી જન,
શપ્તા થાય એ માશમાં, રહી શીવ તણો ભોવંન;
અનીહાંરે રહી શીવને ભોવન કરે બ્રાહ્મણો ભોજન.
કરી શીવ નામનું ભજન અતી ભાવ ધરી.
મેળો ભારી નહી થાય. મંડપ રશીકરચાય. શપ્તા
તેમાતો થાય. શીવ નામ તણી.
ભજન થતાં દીન રાત. જયારે થાએ દીન શાત,

આજે દીવશે પ્રભાત. શમાપ્તી કરે.
સોના કરજો મન ખ્યાલ, ઉપર કહ્યું વન વીશાલ.
જ્યાં વશે વીંછી વ્યાલ, એવી ગુઢ જગા.
વળી વરસાદનું જોર, કાનખજુરા ઠોરે ઠોર.
શબ્દ વાઘના તો ધારે. કર્ણે પડતા અતી
એવી જગામાં દીન રાત, રહે બ્રાહ્મણ મંડળી સાથ.
કરે શેવા દીન રાત, રાત શાત રહી.
પણ નવ થાએ કંઈ દુખ, રહે મંડળી માણી સુખ.
ભાંગે ભવની તો ભુખ, શીવ નામ થકી.
વળી કહું એકવાલ, શોતા કરજો દીલ શાથ. ખરેખરી
તપાશી. મારી સાચી ગણી.
ભોજન નૌતમ રોજ થાય. ખાંડ શાકરે રોળાય.
પણ માખી ન જણાય. એક દરબારે.

## સાખી.

માખી ન જણાય આવામાં. એ નૌતમ શરખી વાત.
એવું પવીત્ર આ સ્થાન છે. માટે જોવાં કહું મુજ ભ્રાત.
આનીહારે, માટે કહુ જોવા ભ્રાત, ચાલે દેશમાં વીક્ષાત;
જેની માનતા અમાપ, અવની ઉપરે;
ઉપર કહ્યો જે જે શાર ટુંક અકલથી આગળ;
માની કવીનો આભાર, શીવ દાશ થઈ.



